# જૈનદર્શન

લેખક—

ન્યાયવિશારદ—ન્યાયતીર્થ

શ્રીન્યાયવિજયજી મહારાજ.

દ્વિતીય સંસ્કરણ.

વીર સં. ૨૪૫૬ ] ધર્મ-સંવત્ ૯ [ વિ. સં. ૧૯૮૬

પ્રતિસંખ્યા ૧૦૦૦

## આ ' અમૂલ્ય ' પુસ્તકમાં મળેલી મદદ.

૬૫) સુરત ( નવાપરા ) જૈન ઉપાશ્રયના જ્ઞાનખાતાના

| | | |
|---|---|---|
| ૫૧) | શેઠ દલીચંદ વીરચંદ | સુરત ( નવાપરા ) |
| ૪૧) | ,, રતનચંદ રાયચંદ | ,, ,, |
| ૨૦) | ,, કલ્યાણચંદ દેવચંદ | ,, ,, |
| ૨૦) | ,, કશનાજી જોધાજી | , ,, |
| ૧૭) | ,, નગીનદાસ લાલચંદ | ,, ,, |
| ૧૭) | ,, લાલાજી રામજી | ,, ,, |
| ૧૭) | ,, ઘેલાભાઇ દેવચંદ | ,, ,, |
| ૧૫) | ,, ઉદેરામ વનાજી | ,, ,, |
| ૧૫) | ,, ચુનીલાલ કસ્તૂરચંદ ચોકસી | ,, ,, |

# ભૂમિકા.

ભગવાન્ મહાવીરના* નામથી દુનિયાનો કયો વિદ્વાન્ અજાણ્યો હશે? ઇતિહાસના અજવાળામાં પ્રકાશતા આ મહાપુરૂષને, સંસારનો કોઇ પણ મનુષ્ય કાલ્પનિક વ્યક્તિ તરીકે માની શકે તેમ નથી. તેમના સમ્બન્ધમાં શિલાલેખો અને ચિત્રો સિવાય બીજાં પણ અનેકાનેક સર્વગમ્ય ઐતિહાસિક પ્રમાણો જગ-જાહેર છે.

બૌદ્ધ ધર્મશાસ્ત્રો-પિટક ગ્રન્થો પણ મહાવીર ભગવાન્-ને લગતી કેટલીક હકીકતો રજુ કરે છે. વેદ, પુરાણ, સ્મૃતિ અને દાર્શનિક સાહિત્યમાંથી પણ જૈનધર્મસંબન્ધી અનેક બાબતો ઉપલબ્ધ થાય છે.

---

* મહાવીર ભગવાનનો પરિચય આપનાર સહુથી પ્રાચીન પત્થર ઇતિહાસવિદ્યાવારિધિ શ્રીયુત પં૦ ગૌરીશંકર હીરાચંદજી દ્વારા સન્ ૧૯૧૨ માં શોધી કાઢેલો અજમેરના મ્યુઝિયમમાં મોજૂદ છે. તે પત્થરમાં આ પ્રકારે લખ્યું છે-

"वीरा य भगवतो चतुरासितिवसे का ये जाला-मालिनिये रंनिविठ माझिमिके"

આ શિલાલેખ મહાવીર દેવના નિર્વાણથી ૮૪ વર્ષ પછીનો છે. આ લેખમાં બતાવેલી 'માઝમિકા' નગરી તેજ છે કે જે, મેવાડની પુરાણી રાજધાની હતી. તે નગરીનાં ખંડેર અત્યારે પણ 'ચિતોડ' થી પશ્ચિમમાં આઠ માઇલ પર હૈયાત છે, જે, 'નગરી' એ નામથી ઓળખાય છે.

અઢી હજાર વર્ષ ઉપર થયેલા તીર્થંકર+ મહાવીરે કાંઇ નવો ધર્મ ઉપજાવ્યો નથી, કિન્તુ તેઓના પૂર્વે થઇ ગયેલા-

---

+ દરેક યુગમાં[1] ચોવીશ ચોવીશ તીર્થંકરો[2] હોવાનું જૈન-શાસ્ત્રમાં બતાવ્યું છે. જૈનદર્શનમાં વિશેષદૃષ્ટિએ તીર્થંકર દેવને ઇશ્વર માનવામાં આવ્યા છે. એનું કારણ એ છે કે-એઓ જન્મ-થીજ અદ્ભુત જીવનધારક હોય છે, અને સ્વયમ્બુદ્ધ હોય છે, અને પૂર્ણજ્ઞાની અવસ્થામાં મોક્ષધર્મના મુખ્ય સૂત્રધાર હોય છે. મુમુક્ષુઓ પ્રાયઃ એઓના શરણાશ્રિત થઇને મુક્ત થાય છે. એઓની વ્યાખ્યાન-પરિષદ્‌માં [3]સર્વજ્ઞો પણ પધારે છે. દુનિયાનાં ધર્મશાસ્ત્રો એમની વાણી પર સરજાય છે.

સામાન્યદૃષ્ટિએ તો સર્વ મુક્ત આત્માઓ ઇશ્વર છે, એ વાત 'મુક્તિના' પ્રકરણમાં વાંચનાર જોશે.

---

૧ આ સ્થળે 'યુગ' શબ્દથી જૈનશાસ્ત્રોમાં બતાવેલા 'અવ-સર્પિણી' અને 'ઉત્સર્પિણી' એ નામના બે મ્હોટા કાલના વિભાગો લેવા. આ સંબન્ધી હકીકત આ પુસ્તકના ત્રીજા પૃષ્ઠની નોટમાં જુઓ.

૨ 'તીર્થંકર' શબ્દની વ્યાખ્યા આ પુસ્તકના બીજા પૃષ્ઠમાં આપી છે.

૩ કેવલજ્ઞાનિઓને કંઇ પણ જાણવાનું બાકી નથી. જેટલું જ્ઞાન તીર્થંકરને, તેટલું, કેવલીને. છતાં તેઓ તીર્થંકરની વ્યાખ્યાન-પરિષદ્‌માં પધારે છે, તેનું કારણ એ છે કે તીર્થંકરદેવનું એવુંજ પ્રબલ પુણ્યસામ્રાજ્ય છે કે સર્વજ્ઞો-કેવલજ્ઞાનિઓ પણ તેઓના વ્યાખ્યાનમાં જવામાં ઔચિત્ય સમજે છે.

તેઓના જેવા-કેવલજ્ઞાની મહાપુરૂષો ( તીર્થંકરો ) થી ઉત્તરોત્તર પ્રકાશમાં આવતા સનાતન પવિત્ર ધર્મનો પુનર્વિકાસ કર્યો છે.

જૈનધર્મનું સાહિત્ય ( Literature ) ઘણા બહોળા પ્રમાણમાં છે, દરેક વિષયના ગ્રન્થોથી સાંગોપાંગ છે. જૈનોના સંસ્કૃત સાહિત્યની મહત્તા બતાવતાં જર્મન ડૉ૦ હર્ટલ પોતાના લેખમાં જણાવે છે કે—

" Now what would Sanskrita poetry be without this large Sanskrita literature of the Jainas ! the more I learn to know it, the more my admiration rises. "

( Jain Shasana Vol. I No. 21. )

અર્થાત્—' જૈનોના મહાન્ સંસ્કૃત–સાહિત્યને અલગ પાડવામાં આવે તો સંસ્કૃત કવિતાની શી દશા થાય ! આ વિષયમાં મને જેમ જેમ વધુ જાણવાનું મળે છે, તેમ તેમ મ્હારા આનન્દયુક્ત આશ્ચર્યમાં વધારો થતો જાય છે. '

જૈનધર્મના અનુયાયિઓમાં મુખ્ય બે ફાંટાઓ પડેલા છે– શ્વેતામ્બર અને દિગમ્બર. ક્રિયાકાંડ અને ચારિત્ર–વ્યવહાર–સંબન્ધી મતભેદોને બાદ કરતાં એ બન્ને ફિરકાઓનું ધર્મ–સાહિત્ય કે દર્શન–સાહિત્ય પ્રાયઃ પૂર્ણ* સમાન છે.

---

* " शेषं श्वेताम्बरैस्तुल्यमाचारे दैवते गुरौ ।
श्वेताम्बरप्रणीतानि तर्कशास्त्राणि मन्वते " ॥

જૈનદર્શન સ્વતન્ત્ર દર્શન છે. એ વાત તો આજના યુરોપીય સ્કૉલરો પણ મુક્ત કંઠે વદી રહ્યા છે. જર્મન વિદ્વાન્ ડૉ **હર્મન યાકૉબી** કહે છે કે—" In conclusion let me assert my conviction that Jainism is an original system, quite distinct and independent from all others; and that, therefore it is of great importance for the study of philosophical thought and religious life in ancient India "

( Read in the congress of the History of Religions )

—' અન્તમાં મને મારો થયેલો નિશ્ચય જણાવવા દો કે–જૈન ધર્મ એ મૂળ ધર્મ છે, સર્વ દર્શનોથી તદ્દન જુદો છે અને સ્વતંત્ર છે. પ્રાચીન ભારતવર્ષના તત્ત્વજ્ઞાન અને ધાર્મિક જીવનના અભ્યાસ માટે તે ઘણો અગત્યનો છે '

---

" स्याद्वादविद्याविद्योतात् प्रायः साधर्मिका अमी ।"

× × × ×

—ષડ્દર્શનસમુચ્ચય, રત્નશેખરસૂરિ.

ભાવાર્થ એ છે કે–' સ્ત્રિયોને મુક્તિ મળે નહિ, ' ' શરીરધારી કેવલજ્ઞાનિઓ ભોજન કરે નહિ ' એ વગેરે બાબતો અને ' વસ્ત્રો ન પહેરવાં, ' પિંછાં રાખવાં એ વગેરે સાધુના વ્યવહારો સિવાય બાકી બધું પ્રાયઃ શ્વેતામ્બર અને દિગમ્બર સંપ્રદાયમાં સરખું છે. એક-બીજાનાં તર્કશાસ્ત્રોને એઓ માન આપે છે. જૈનધર્મનો મુખ્ય સિદ્ધાન્ત જે સ્યાદ્વાદ, તેને એઓ બંને એક સરખા ઉત્સાહથી પ્રતિપાદન કરનારા છે. આથી એઓ પરસ્પર સાધર્મિક છે.

ઇટાલિયન વિદ્વાન્ ડૉ. એલ. પી ટેસીટોરી પોતાના એક વ્યાખ્યાનમાં જૈનદર્શનની શ્રેષ્ઠતા જણાવતા કહે છે કે—

" जैन दर्शन बहुत ही ऊँचा पंक्ति का है। इसके मुख्य तत्त्व विज्ञानशास्त्र के आधार पर रचे हुए हैं, ऐसा मेरा अनुमान ही नहीं, पूर्ण अनुभव है। ज्यों ज्यों पदार्थ-विज्ञान आगे बढ़ता जाता है, जैनधर्म के सिद्धान्तों को सिद्ध करता है। × × × " અસ્તુ.

જૈનસાહિત્ય અંધારામાં પડયું રહેવાથી અને પ્રકાશમાં આવતા યા આવેલ ગ્રંથોનો સર્વત્ર પ્રચાર નહિ થવાથી, મોટા મોટા વિદ્વાનો પણ જૈનધર્મનાં તત્ત્વોથી અપરિચિત યા થોડા પરિચિત રહેલા જોવાય છે. આ સિવાય આમ હોવામાં બીજું પણ કારણ જણાય છે. તે એ છે કે—પોતાના પક્ષના અનુચિત મોહમાં ફસાયલા કેટલાકો, ટુંકી દૃષ્ટિના પરિણામે દરેકના તત્ત્વ-ગ્રન્થો અવલોકવાની ઉદાર વૃત્તિ ન ધરાવતા હોઇ જૈન ગ્રંથોના તત્ત્વમય વાચનથી વંચિત રહી જાય છે.

પરંતુ હું બળપૂર્વક કહી શકું છું કે, ભારતીય દર્શનોનો અભ્યાસ જૈન સિદ્ધાન્તોના અભ્યાસ વગર ઘણો અધૂરો છે. અને તટસ્થ ભાવે કહી શકું છું કે, જૈન ધર્મના તાત્ત્વિક ગ્રન્થોનું અધ્યયન જ્ઞાનવર્ધક થવા સાથે આત્મ-શાંતિનો માર્ગ શોધવામાં પણ સરસ ઉપયોગી થઇ પડે તેમ છે.

જેઓ સંસ્કૃતના અભ્યાસી નથી, અથવા અલ્પ અભ્યાસી છે, તેઓની—જૈનધર્મનાં તત્ત્વોનો ટૂંક સાર જાણવાની—ઉત્કંઠાનો પોકાર ઘણી વખત સાંભળવામાં આવે છે. અને એઓને માટે યોગ્ય સાધન સંપાદન કરી આપવામાં ઘણી વખતે

મુશ્કેલી પડે છે. આ સિવાય, અન્યદર્શનવાળા જિજ્ઞાસુ મહાશયોને ટૂંકમાં સુગમ રીતે જૈનતત્ત્વો સમજાવવાનું સાધન મેળવી આપવું ખાસ જરૂરનું જણાય છે.

આથી મારી શક્તિ પુરતો મેં આ પ્રયાસ સેવ્યો છે. બુદ્ધિગત અને કૃતિગત દોષોને લીધે ખામીઓ તો અનેકાનેક રહે જ; છતાં ય થોડે-ઘણે અંશે આ અલ્પ પ્રયત્ન પણ જો ઉપકારક નિવડશે, તો મારા મનઃપ્રસાદનું શું પૂછવું !

આ નિબન્ધને સાધારણ બુદ્ધિના પણ કેમ સમજી શકે, એવો ઇરાદો લેખની પૂર્ણાહુતિ સુધી રહ્યો છે. અને અતએવ લેખની અંદર કોઇ વિવેચન વધી ન જાય, એ વાતનો ખ્યાલ રાખવામાં આવ્યો છે; તેમ જ સરળ ભાષા વાપરવાનું પણ વિસ્મરણમાં ગયું નથી. છતાં કોઇ કોઇ સ્થળે વિષયની ગહનતાને લીધે સ્પષ્ટીકરણ કરવા જતાં કંઇક વધુ વિવેચન-જે આ લઘુ લેખને માટે યોગ્ય ન લેખાતું હોય-થઇ ગયું હોય, અને વિષયની કઠિનતાને લીધે કઠિન ભાષા આવી ગઇ હોય, તો તેટલી વિષમતા સહન કરી લેવાનું વાચક મહાશયોને પ્રાર્થવામાં આવે છે.

આ લેખમાં, જૈનના ફિરકાઓના મતભેદો પૈકી કોઇ મત-વિશેષના પક્ષ તરફ ખેંચવામાં આવ્યું નથી. હું ન ભૂલતો હોઉં તો મારે ચોખ્ખા શબ્દોમાં જણાવી દેવું જોઇએ કે-શ્વેતામ્બરોને જ નહિ, દિગમ્બરોને જ નહિ, કિન્તુ સમગ્ર જૈનસંસારને પોતાનાં અભિમત તત્ત્વો સિવાય બીજું કાંઇ પણ આ પુસ્તકમાં નહિ દેખાશે.

આની અંદર બતાવેલા સિદ્ધાન્તો મધ્યસ્થદૃષ્ટિએ વાંચ-

નાર કોઇ પણ દર્શનવાળા વિચક્ષણોને પ્રાયઃ સમ્મત થાય તેવા છે; એમ મારૂં માનવું છે. પારિભાષિક શબ્દો ( Technical words ) દેખી, સંકુચિત વૃત્તિ ન કરતાં તેના ભાવાર્થ ઉપર મનન કરવું એ વિચારકોનું કામ છે. હું માનું છું કે-કેટલીક બાબત એવી છે કે જે કેટલાકોને મંજૂર નહિ હોય. પરન્તુ એવી બાબત બતાવવામાં પણ પ્રતિપાદકશૈલી સિવાય બીજી શૈલી ઉપયોગમાં લીધી નથી.

એ ખાસ ધ્યાનમાં લેવું જોઇએ કે તત્ત્વજ્ઞાનના ક્ષેત્ર પર કોઇની માલિકીની છાપ નથી; એનો કોઇએ ઇજારો લીધો નથી. સહુ કોઇ મનન-નિદિધ્યાસનદ્વારા કોઇ પણ સમાજના કહેવાતા તત્ત્વજ્ઞાનના ક્ષેત્રને પોતાનું કરી શકે છે. કુલધર્મના તત્ત્વજ્ઞાનને જ માન આપવું અને અન્ય તત્ત્વજ્ઞાનનાં ક્ષેત્રો ઉપર નજર સરખી પણ ન કરવી એ ઉદાર વૃત્તિ ન ગણાય. સત્ય મેળવવાનો મૂલાધાર " સાચું તે મારૂં " એ ભાવના પર અવલંબિત છે. એ ભાવનાને ખીલવ્યા વગર અજ્ઞાનરૂપ અન્ધકારમાંથી પસાર થવું અશક્ય છે. સત્ય સર્વત્ર અનિયન્ત્રિત, નિરાબાધપણે વ્યાપક છે. જે જે વાઙ્મય સત્યપૂત છે, તે સંસારભરની સમ્પત્તિ છે. તેનો ભોગવટો કરવાને જગત્નો કોઇ પણ પ્રાણી હકદાર છે.

કોઇ પણ તત્ત્વજ્ઞાનનું પુસ્તક શોધકબુદ્ધિથી અને તુલનાત્મકદૃષ્ટિએ અવલોકન કરાય, ત્યારેજ, એક-બીજાનાં તત્ત્વો પરસ્પર કેટલે લગી સમતા ધરાવે છે એ પારખી શકાય. ઘણી વખતે, એમ બને છે કે, વિરૂદ્ધ દેખાતા એક-બીજાના વિચારોમાં ગુપ્ત રહેલું સામ્ય જોવાતું નથી. અને એથી મત-

દુરાગ્રહ બંધાતાં કલહ–કોલાહલ વધી જઇ પરિણામે પ્રજાકીય જીવનમાં અશાન્તિ પથરાય છે.

બીજાના વિચારોને પોતાના વિચારોથી વિરૂદ્ધ જતા જોઇ એકદમ ઉશ્કેરાઇ જવું એ માનસિક નિર્બલતા છે. કોઇના સિદ્ધાન્તને સહમત થવાનું ન બની શકે, તો તે સિદ્ધાન્ત ઉપર તેની સાથે સભ્યતાથી વાદ–પ્રતિવાદ ન કરતાં, ઉન્મત્તતાથી ચિઢાઇ સ્હામે અફળાવું અને ઝઘડવું એ સભ્યતાની દુનિયામાંથી ભાગવા બરાબર છે.

અનાદિ–અનન્ત સંસારમાં સર્વના સર્વ વિષયોમાં સમાન વિચારો કદાપિ થયા નથી અને થવાના નથી. જગત્ વિચિત્ર છે. મતભેદ અનાદિ કાળથી ચાલ્યા આવે છે અને હમેશાં ચાલતા રહેવાના જ. એથી ગભરાવાનું ન હોય. પણ જેને સત્યની જિજ્ઞાસા છે તેણે તો સામ્પ્રદાયિક દુર્મોહ અને મતદુરાગ્રહ મૂકી દઇ પોતાની મધ્યસ્થ વૃત્તિને ખૂબ કેળવવી જોઇએ. અને શુદ્ધ વિચાર–દૃષ્ટિથી પોતાના મન્તવ્યનો પરામર્શ કરતાં તેમાં ભૂલ જણાય તો તેનો ત્યાગ કરવામાં સંકોચ ન રાખતાં નિર્દોષ જણાતો સિદ્ધાન્ત યા માર્ગ તુરંત અખત્યાર કરવો જોઇએ.સરલવૃત્તિ અને ગુણગ્રાહકતાનો ગુણ આત્મવિકાસની પ્રથમ ભૂમિકા છે. એ આત્માના નૈતિક બળની જળહળતી જ્યોત છે.ઘણી વખતે મનુષ્ય રૂઢિ અને રીત–રિવાજોને સિદ્ધાન્ત અને ધર્મનાં તત્ત્વો માની બેસે છે. આ અજ્ઞાન દશા છે. એનો દારૂણ ચેપ ફેલાતાં સમાજમાં અને દેશમાં વેર–વિરોધનો ભયંકર રોગચાળો ફાટી નિકળે છે. સત્યના જિજ્ઞાસુએ આ બાબતમાં બહુ સાવધ રહેવું જોઇએ, બહુ સતર્ક

રહેવું જોઇએ. અને બુદ્ધિ—સંસ્કારના બળથી મૂલ માર્ગને, ધર્મના મૂળ સિદ્ધાન્તોને પૃથક્કરણપૂર્વક તેના ખરા સ્વરૂપમાં ઓળખવા પ્રયત્ન કરવો જોઇએ. કિન્તુ ખાસ વાત એ પણ ધ્યાનમાં રાખવાની છે કે ધર્મ-ભેદ કે વિચાર ભેદના કારણે કોઇ સાથે વેર-વિરોધ ન કરીએ. વિરૂદ્ધ-મતવાદી પણ આપણા ભાઇ જ છે. તેમની સાથે પણ મૈત્રીભાવ જ રાખવો ઘટે. "मित्ती मे सव्वभूएसु वेरं मज्झं न केणइ" એ જીવનનો મહાન્ મુદ્રાલેખ છે. જગત તો અનાદિથી વિચિત્ર ઢબનું ચાલ્યા કરે છે. એથી પરના કારણે આપણે શા સારૂ પોતાના ચિત્તને કલુષિત બનાવવું ! કોઇ પણ દર્શન કે સમ્પ્રદાય-માં ધર્મ-રક્ષા માટે કે સમ્પ્રદાયની પુષ્ટિ ખાતર રાગ-દ્વેષ પોષવાનું કે વેર-વિરોધ કરવાનું કહ્યું જ નથી. દુનિયાના તમામ ધર્મોના સાર એક જ છે. અને તે. રાગ-દ્વેષને દૂર કરી, પ્રાણી માત્ર સાથે મૈત્રી-ભાવને કેળવી આત્મશુદ્ધિ કરવાનું ફરમાવે છે. સત્યનો જિજ્ઞાસુ, ચાહે તે મજહબનો હોય, આ સારભૂત ઇશ્વરીય ફરમાનને કેમ વિસરે ! આ પવિત્ર ફરમાન દુનિયાભરને સારૂ શાન્તિ માટે છે, ઐહલૌકિક અને પારલૌકિક લાભ માટે છે અને આત્મ-જીવનના પૂર્ણ વિકાસ માટે છે.

અન્તે, વાંચનાર તટસ્થ બુદ્ધિ, વિશાલ વૃત્તિ, ઉદાર નીતિ અને ઉજ્જ્વળ ભાવનાને સત્ય-પ્રાપ્તિનો મહાન્ માર્ગ સમજી જઇ એ રસ્તે પોતાનું જીવન-કલ્યાણ સાધવા ઉદ્યમ-શીલ બને, એ શુભ આકાંક્ષા સાથે હવે અહીં પ્રાસ્તાવિક વક્તવ્ય પૂરૂં કરીશ.

—ન્યાયવિજય.

# વિષયાનુક્રમ.

सद्गुरुदेव श्री श्री १००८ श्रीविजयधर्मसूरिपादानां

## मंगल-स्मरणम् ।

---

यस्य ज्ञानमनन्तदर्शिसमयाम्भोराशिमन्थाचलो
यस्य क्षान्तिरनल्पकोपनजनक्रोधाग्निधाराधरः ।
यस्य ब्रह्मतप-सहस्रकिरणो भूमण्डलोद्द्योतको
विश्वाभ्यर्चितसंयमो विजयते श्रीधर्मसूरीश्वरः ।

वन्द्यन्तेऽप्रतिमप्रभावकबला विश्वोपकारव्रता
दुर्दान्तप्रतिवादिकुञ्जरघटासंत्रास-कण्ठीरवाः ।
वैराग्यामृतवर्षणप्रशमितप्रोद्दाममोहानलाः
सर्वत्रापि गुणादरव्यसनिनः श्रीधर्मसूरीश्वराः ॥

—न्यायविजयः ।

---

# જૈનદર્શન.

## પ્રથમ ખંડ.

અવતરણ.

'જગત્ શી વસ્તુ છે?' એનો વિચાર કરતાં, તે માત્ર બે જ તત્ત્વરૂપ માલૂમ પડે છે—જડ અને ચેતન. આ બે તત્ત્વો સિવાય સંસારમાં ત્રીજું તત્ત્વ નથી. અખંડ બ્રહ્માંડના સમગ્ર પદાર્થો આ બે તત્ત્વોમાં આવી જાય છે.

જેમાં ચૈતન્ય નથી—લાગણી નથી, તે જડ છે. એથી વિપરીત—ચૈતન્યસ્વરૂપ આત્મા છે. આત્મા, જીવ, ચેતન એ બધા એક અર્થને કહેનારા પર્યાય શબ્દો છે. જ્ઞાનશક્તિ એ, આત્માનું મુખ્ય લક્ષણ છે.

જડ અને ચેતન અથવા જીવ અને અજીવ એ બે તત્ત્વોની વિશેષ વ્યાખ્યા કરવાની ખાતર એના જ પેટા ભાગનાં બીજાં તત્ત્વો જૂદાં પાડી સમજાવવા જૈનશાસ્ત્રકારોએ બહુ પ્રતિપાદન કર્યું છે. એકન્દર નવ તત્ત્વો ઉપર જૈનદૃષ્ટિનો વિકાસ છે.

'જિન' શબ્દ ઉપરથી 'જૈન' શબ્દ બનેલો છે. 'જિન' એ, રાગ, દ્વેષ આદિ સર્વ દોષોથી રહિત, એવા પરમાત્માઓનું સાધારણ નામ છે. 'જીતવું' એ અર્થવાળા "જિ" ધાતુથી બનેલું 'જિન' નામ, રાગ, દ્વેષ આદિ સમગ્ર દોષોને જીતનાર, એવા પરમાત્માઓને બરાબર લાગૂ પડે છે. અર્હન્, વીતરાગ, પરમેષ્ઠી વગેરે 'જિન'ના પર્યાય શબ્દો છે. 'જિન'ના ભક્તો 'જૈન' કહેવાય છે. જિનપ્રતિપાદિત ધર્મ જૈન ધર્મ કહેવાય છે. જૈન ધર્મનો આર્હત શાસન, સ્યાદ્વાદદર્શન, અનેકાન્તવાદ, વીતરાગમાર્ગ એવાં અનેક નામોથી વ્યવહાર કરવામાં આવે છે.

જેમનો, આત્મસ્વરૂપનો વિકાસ કરવાનો અભ્યાસ પરાકાષ્ઠા ઉપર પહોંચતાં, જે ભવમાં ( જન્મમાં ) કર્મક્ષય થવાના પરિણામે ચૈતન્યસ્વરૂપનો પૂર્ણ વિકાસ થયો છે, તેઓ તે ભવમાં પરમાત્મા થયા કહેવાય છે. આ પરમાત્માઓને જૈનશાસ્ત્રો બે વિભાગોમાં સમજાવે છે. પહેલા વિભાગમાં 'તીર્થંકરો' આવે છે, કે જેઓ જન્મથી [1]વિશિષ્ટજ્ઞાનવાન્ અને અલૌકિકસૌભાગ્યસંપન્ન હોય છે. અનેક વિશેષતાઓ તીર્થંકરોના સંબન્ધમાં જણાવી છે. રાજ્ય નહિ પ્રાપ્ત થયા છતાં પણ આગળ ઉપર રાજ્ય મળવાનું હોવાથી રાજકુમાર જેમ રાજા કહેવાય છે, તેમ તીર્થંકરો બાલ્ય અવસ્થાથી કેવલજ્ઞાનધારી નહિ હોવા છતાં અને અતએવ તેઓમાં વાસ્તવિક તીર્થંકરત્વ નહિ હોવા છતાં પણ, તે જિન્દગીમાં તીર્થંકર

---

૧ મતિ, શ્રુત અને અવધિજ્ઞાન.

થનાર હોવાથી ' તીર્થંકર ' કહેવાય છે. એઓને જ્યારે કર્મ-સમૂહનો ક્ષય થવાથી કેવલજ્ઞાન પ્રકટ થાય છે, ત્યારે તેઓ તીર્થની સ્થાપના કરે છે. ' તીર્થ ' શબ્દનો અર્થ—સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચતુર્વિધ સંઘ છે. તીર્થંકરના ઉપદેશના આધારે તેઓના સાક્ષાત્ મુખ્ય શિષ્યો—જેઓ 'ગણધર' કહેવાય છે—શાસ્ત્રોની રચના કરે છે, જે બાર વિભાગોમાં વિભક્ત હોય છે. એનું નામ છે—' દ્વાદશાંગી '. દ્વાદશાંગી એટલે બાર અંગોનો સમૂહ. ' અંગ ' એ, તે પ્રત્યેક બાર વિભાગોનું—સૂત્રોનું પારિભાષિક નામ છે. ' તીર્થ ' શબ્દથી આ દ્વાદશાંગી પણ લેવાય છે. આવી રીતે તેઓ તીર્થના કરનાર હોવાથી તીર્થંકર કહેવાય છે.

ઉપર બતાવેલી વિશેષતાઓ વગરના કેવલજ્ઞાનધારી વીતરાગ પરમાત્માઓ, તીર્થંકરોના વિભાગથી જૂદા પડે છે. એઓને, સામાન્યકેવલી કહેવામાં આવે છે.

હિન્દુધર્મશાસ્ત્રોમાં ' કૃતયુગ ' આદિ ચાર યુગોથી કાલના વિભાગો પાડવામાં આવ્યા છે, તેમ, જૈનશાસ્ત્રોમાં કાલના વિભાગ તરીકે ૭ [૧]આરા બતાવવામાં આવ્યા છે.

---

૧ જૈનશાસ્ત્રમાં ઉત્સર્પિણી અને અવસર્પિણી એ નામના કાળના બે મોટા વિભાગો પાડયા છે. આ ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં સંખ્યા ન થઇ શકે એટલાં વર્ષો પસાર થઇ જાય છે. ઉત્સર્પિણી કાળ રૂપ, રસ, ગંધ, શરીર, આયુષ્ય, બલ આદિ વૈભવમાં ક્રમશઃ ચઢતો હોય છે, જ્યારે અવસર્પિણીકાળ તે વૈભવમાં પડતો હોય છે. પ્રત્યેક ઉત્સર્પિણી અને અવસર્પિણીના ૭ વિભાગો પાડવામાં

તીર્થંકરો ત્રીજા–ચોથા આરામાં થાય છે. જે તીર્થંકરો કે જે પરમાત્માઓ, આયુષ્ય પૂર્ણ થયે મોક્ષપદને પામે છે, તેઓ ફરીને સંસારમાં આવતા નથી. એથી એ સમજવાનું છે કે સંસારમાં જે જે આત્માઓ, તીર્થંકર બને છે, તે એક પરમાત્માના અવતારરૂપે નથી, કિન્તુ સર્વ તીર્થંકરો જુદા જુદાજ આત્માઓ છે. મુક્ત થયા પછી સંસારમાં અવતાર હોવાનું જૈન સિદ્ધાંતને સમ્મત નથી.

નવ તત્ત્વો જૈનશાસ્ત્રોનો પ્રતિપાદ્ય વિષય છે, એ ઉપર કહેવામાં આવ્યું છે. તે નવ તત્વો–જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ છે.

## જીવ.

જીવ, બીજા પદાર્થો જેમ પ્રત્યક્ષ દેખાય છે, તેમ પ્રત્યક્ષ દેખાતો નથી; પરંતુ સ્વાનુભવપ્રમાણથી જાણી શકાય છે. " હું સુખી છું, હું દુઃખી છું " એવી લાગણી, શરીર જડ છે માટે તેને હોઇ શકે નહિ. શરીરને આત્મા માનવામાં આવે, તો ' મડદું ' કહેવાતા શરીરમાં જ્ઞાનનો પ્રકાશ હોવાનું કાં

---

આવ્યા છે. એ પ્રત્યેક વિભાગને આરા ( સંસ્કૃત શબ્દ ' અર ' ) કહેવામાં આવે છે. ઉત્સર્પિણીના છ આરા પૂરા થાય કે અવસર્પિણીના આરા શરૂ થાય છે. વર્ત્તમાનમાં ભારતવર્ષ આદિ ક્ષેત્રોમાં અવસર્પિણીનો પાંચમો આરો ચાલે છે. પાંચમો આરો કહો કે કલિયુગ કહો એકજ વાત છે.

ન બને ? ' મડદું ' કહેવાતા શરીરને સજીવન આત્મા કાં ન કહી શકાય ? અને અતએવ તેનો અગ્નિદાહ કેમ થઇ શકે ? પણ વસ્તુસ્થિતિ એવી નથી. જ્ઞાન, ઇચ્છા વગેરે ગુણો મૃતક શરીરમાં નહિ રહેવાથી એ સાબિત થાય છે કે તે ગુણોનો આધાર શરીર નથી, પણ બીજો છે. અને એનું નામ આત્મા છે. શરીર, પૃથ્વી[1] આદિ ભૂતસમૂહથી બનેલું ભૌતિક છે, એટલે એ જડ છે. અને જેમ ભૌતિક ઘટ, પટ વગેરે જડ પદાર્થોમાં જ્ઞાન, ઇચ્છા આદિ ધર્મોની સત્તા નથી, તેમ જડ શરીરમાં પણ જ્ઞાન, ઇચ્છા આદિ ધર્મોની સત્તા હોઇ શકે નહિ.

શરીરમાં પાંચ ઇંદ્રિયો છે; પરંતુ તે ઇંદ્રિયોને સાધન બનાવનાર આત્મા, તે ઇંદ્રિયોથી જૂદો છે; કારણ કે ઇંદ્રિયો-દ્વારા આત્મા, રૂપ–રસ આદિનું જ્ઞાન કરે છે–ચક્ષુથી રૂપ જુએ છે, જીભથી રસ ગ્રહણ કરે છે, નાકથી ગંધ લે છે, કાનથી શબ્દ સાંભળે છે અને ત્વચાથી ( ચામડીથી ) સ્પર્શ કરે છે. દૃષ્ટાંત તરીકે જેમ, ચપ્પુથી કલમ બનાવાય છે, પણ ચપ્પુ અને બનાવનાર એ બે જૂદા છે, દાતરડાથી કપાય છે, પણ દાતરડું અને કાપનાર એ બે જૂદા છે, દીવાથી જોવાય છે, પણ દીવો અને જોનાર એ બે જૂદા છે; તેવી રીતે ઇંદ્રિયોથી રૂપ, રસ વગેરે ગ્રહણ કરાય છે, પણ ઇંદ્રિયો અને વિષયોને ગ્રહણ કરનાર એ જૂદા છે. સાધકને સાધનની અપેક્ષા છે, પણ એથી સાધક અને સાધન એ બે એક હોઈ શકે નહિ. ઇંદ્રિયો,

---

૧ પૃથ્વી, જલ, તેજ અને વાયુ.

આત્માને જ્ઞાન પ્રાપ્ત થવામાં સાધનભૂત છે, એથી સાધનભૂત ઇંદ્રિયો અને સાધક આત્મા, એ એક હોઇ શકે નહિ. એ સિવાય, એ પણ યાદ રાખવું જોઇએ કે ઇંદ્રિયો એક નથી, કિન્તુ પાંચ છે, એથી ઇંદ્રિયોને આત્મા માનવા જતાં, એક શરીરમાં પાંચ આત્માઓ થઇ પડે, જે ઇચ્છવા જોગ નથી.

બીજી રીતે જોઇએ તો, જે માણસની ચક્ષુ ચાલી ગઇ હોય છે, તેને પણ, ચક્ષુની હયાતીમાં પૂર્વે દેખેલા પદાર્થો યાદ આવે છે–સ્મૃતિમાં ઉપસ્થિત થાય છે. ઇન્દ્રિયોને આત્મા માનીએ તો આ વાત નહિ બને. ઇન્દ્રિયોથી આત્માને અલાયદો માનીએ ત્યારેજ આ હકીકત બની શકે. કારણ કે ચક્ષુથી દેખાયલી વસ્તુઓનું સ્મરણ, ચક્ષુના અભાવે ન ચક્ષુથી થઇ શકે તેમ છે, ન બીજી ઇંદ્રિયોથી થઇ શકે તેમ છે. બીજી ઇંદ્રિયોથી સ્મરણ નહિ થવામાં કારણ એ છે કે એક પુરૂષે દેખેલી વસ્તુને જેમ બીજો માણસ સ્મરણ કરી શકતો નથી, તેવી રીતે ચક્ષુથી દેખાયલા પદાર્થોનું, બીજી ઇંદ્રિયોથી સ્મરણ થઇ શકે નહિ. એકને થયેલો અનુભવ બીજાને સ્મરણ કરનાર બને જ નહિ. એ તદ્દન સુગમ હકીકત છે. ત્યારે ચક્ષુથી દેખાયલી વસ્તુઓને ચક્ષુના ચાલ્યા ગયા પછી, સ્મરણ કરનાર જે શક્તિ છે, તે ચૈતન્યસ્વરૂપ આત્મા છે. આત્માએ ચક્ષુદ્વારા જે વસ્તુઓ પૂર્વે પ્રત્યક્ષ કરી હતી, તે વસ્તુઓને, ચક્ષુની ગેરહાજરીમાં પણ પૂર્વ અનુભવથી સ્થાપિત થએલા સંસ્કારનું સ્ફુરણ થવાથી આત્મા સ્મરણ કરી શકે છે. આવી રીતે અનુભવ અને સ્મરણના એક બીજાના ઘનિષ્ઠ સંબન્ધને લીધે પણ સ્વતંત્ર ચૈતન્યસ્વરૂપ આત્મા સિદ્ધ થાય છે.

" હું અમુક વસ્તુને જોઇને પછી અડચો " આવો અનુભવ દરેક મનુષ્યને થયા કરે છે. આ અનુભવ ઉપર વિચારદૃષ્ટિ ફેંકવાથી ચોખ્ખી રીતે જણાઇ આવે છે કે–તે વસ્તુને જોનાર અને અડનાર જૂદા નથી, કિન્તુ એક જ છે. એ એક કોણ ? તે, ચક્ષુ હોઇ શકે નહિ, કારણ કે તેનું કામ સ્પર્શ કરવાનું નથી. તેમજ તે, સ્પર્શન ઇંદ્રિય ( ત્વચા ) પણ કહી શકાય નહિ, કારણ કે તેનાથી જોવાનું બનતું નથી. આ હકીકતથી એ નિઃશંક સિદ્ધ થાય છે કે વસ્તુને જોનાર અને સ્પર્શ કરનાર જે એ એક છે, તે, ઇંદ્રિયોથી જૂદો આત્મા છે.

આત્મામાં કાળો, ધોળો, લીલો વગેરે કોઇ વર્ણ નથી; એથી બીજી વસ્તુઓની જેમ તે પ્રત્યક્ષ થઈ થકતો નથી. પ્રત્યક્ષ નહિ થવાથી તે વસ્તુ નથી, એમ માની શકાય નહિ, કેમકે પ્રત્યક્ષ પ્રમાણ સિવાય બીજાં પ્રમાણો-અનુમાન આદિથી પણ વસ્તુસત્તા સ્વીકારાય છે. જેમ કે પરમાણુઓ ચર્મચક્ષુથી દેખી શકાતા નથી, પરમાણુ હોવાની ખાતરી માટે કોઇ પ્રત્યક્ષ પ્રમાણ નથી, છતાં અનુમાન પ્રમાણથી દરેક વિદ્વાન્ તેનો સ્વીકાર કરે છે. સ્થૂલ કાર્યની ઉત્પત્તિ માટે સૂક્ષ્મ–અતિસૂક્ષ્મ અણુઓ હોવાની સાબિતી અનુમાન પ્રમાણ ઉપર ટકેલી છે. આત્માના સંબંધમાં પણ સમજવાનું છે કે, જગત્‌ની અંદર કોઇ સુખી તો કોઇ દુઃખી, કોઇ વિદ્વાન્ તો કોઇ મૂર્ખ, કોઇ રાજા તો કોઇ રંક, કોઇ શેઠ તો કોઇ નોકર, આવી રીતની અનન્ત વિચિત્રતાઓ અનુભવાય છે. આ વિલક્ષણતાઓ કારણ વગર સંભવે નહિ, એ અનુભવમાં ઉતરી શકે તેમ છે. હજાર

પ્રયત્નો કરવા છતાં બુદ્ધિમાન્ મનુષ્યને પણ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થતી નથી, જ્યારે બીજા મનુષ્યને વગર પ્રયાસે અભીષ્ટ લાભ મળી જાય છે. આવી અનેકાનેક ઘટનાઓ આપણી નજર આગળ દેખાતી રહે છે; એક જ સ્ત્રીની કુક્ષિમાંથી એક સાથે ઉત્પન્ન થયેલ જોડલામાંના બન્ને પ્રાણીઓ સરખા ન નિવડતાં તેમની જીવનચર્યા એક બીજાથી ઘણી જ તફાવતવાળી પસાર થાય છે. તો આ બધી વિચિત્રતાઓનું કારણ શું ? આ ઘટનાઓ અનિયમિત હોય, એમ બની શકે નહિ, કોઇ નિયામક-પ્રયોજક હોવો જોઇએ. આ ઉપરથી તત્ત્વજ્ઞાની મહાત્માઓ કર્મની સત્તા સાબિત કરે છે; અને કર્મની સત્તાના આધારે આત્મા સ્વતઃ સિદ્ધ થાય છે. કારણ કે આત્માને સુખ-દુઃખ આપનાર કર્મસમૂહ આત્માની સાથે અનાદિ કાલથી સંયુક્ત છે અને એને લઇ આત્માનું સંસારમાં પરિભ્રમણ છે. કર્મ અને આત્માની ખાતરી થયેથી પરલોકની ખાતરી માટે કાંઇ બાકી રહેતું નથી. જેવાં શુભ યા અશુભ કાર્યો પ્રાણી કરે છે, તેવો પરલોક ( પુનર્જન્મ ) તેને પ્રાપ્ત થાય છે. જેવી શુભ યા અશુભ ક્રિયા કરવામાં આવે છે, તેવા પ્રકારની વાસના આત્મામાં સ્થપાય છે. આ વાસના શું છે ? એક પ્રકારનો વિચિત્ર પરમાણુસમૂહનો જથ્થો. એને જ બીજા શબ્દમાં ' કર્મ ' કહેવામાં આવે છે; એટલે કર્મ, એક પ્રકારના પરમાણુઓના સમૂહરૂપ છે. આવી રીતનાં નવાં નવાં કર્મો આત્માની સાથે જોડાતાં રહે છે અને જૂનાં જૂનાં કર્મો ખરે પડે છે. સારી યા ખરાબ ક્રિયાથી બંધાતાં સારાં યા ખરાબ કર્મો પરલોક સુધી, અરે ! અનેકાનેક જન્મો સુધી પણ

આત્માની સાથે, ફળ બતાવ્યા વગર સત્તામાં સંયુક્ત રહે છે, અને ફલવિપાકના ઉદય વખતે સારાં યા માઠાં ફલોનો અનુભવ આત્માને કરાવે છે. ફલ–વિપાક ભોગવવાની અવધિ હોય, ત્યાં સુધી આત્મા તે ફળ અનુભવે છે, ત્યાર પછી તે કર્મ આત્માથી ખસી જાય છે.

ઉપર્યુક્ત યુક્તિ–પ્રમાણો દ્વારા અને “ હું સુખી, હું દુઃખી ” એવી–શરીરમાં નહિ, ઇંદ્રિયોમાં નહિ, કિન્તુ હૃદયના ઉંડા પ્રદેશમાં એટલે અન્તરાત્મામાં સુસ્પષ્ટ અનુભવાતી લાગણી, જે પ્રત્યક્ષપ્રમાણરૂપ છે, તેથી શરીર અને ઇંદ્રિયોથી અલગ સ્વતંત્ર આત્મતત્ત્વ સાબિત થાય છે.

સંસારમાં જીવો અનન્ત છે.

આ પ્રસંગે એક પ્રશ્ન ઉભો થવાનો સંભવ છે. સંસારવર્તી જીવરાશિમાંથી જીવો કર્મક્ષય કરી મુક્તિમાં ગયા છે, જાય છે અને જશે. આવી રીતે પ્રતિક્ષણ સંસારમાંથી જીવોનો ઘટાડો થતો રહે છે. આ પ્રમાણે જીવો ખૂટવાથી ભવિષ્યમાં કોઇ વખતે સંસાર જીવોથી ખાલી કાં ન થાય ?

પરન્તુ સૂક્ષ્મદૃષ્ટિએ વિચાર કરતાં, પહેલાં એ ધ્યાનમાં લેવું જોઇએ કે–સંસાર, જીવોથી ખાલી થાય, એ વાત કોઇ શાસ્ત્રને સમ્મત નથી; તેમજ એ વાત આપણી વિચારદૃષ્ટિમાં પણ નથી ઉતરતી. બીજી તરફ, મુક્તિમાંથી જીવો સંસારમાં પાછા ફરે, એ વાત પણ માની શકાય તેમ નથી; કારણ કે મોક્ષ, સર્વ કર્મોનો તદ્દન વિનાશ થવાથી મેળવાય છે; એમ

સહુ કોઇ માને છે. એટલે સંસારમાં જન્મ લેવામાં સાધનભૂત કર્મસંબન્ધ કોઈ પણ પ્રકારનો જ્યારે મુક્ત જીવોને નથી, તો પછી તેઓ સંસારમાં પાછા કેમ આવી શકે ? મોક્ષમાંથી પાછા ફરવાનું માનવામાં મોક્ષની મહત્તા ઉડી જાય છે. જ્યાંથી ફરી અધઃપાત થવાનો પ્રસંગ આવે, તે મોક્ષ કહેવાય જ નહિ. આ ઉપરથી એ ચોક્કસ ધ્યાનમાં રાખવાનું પ્રાપ્ત થાય છે કે સંસાર, જીવોથી શૂન્ય થતો નથી, એ અને મુક્તિમાંથી જીવો પાછા ફરતા નથી, એ બંને સિદ્ધાન્તોને આંચ ન આવે એવા રસ્તે પ્રસ્તુત પ્રશ્નનું સમાધાન થવું જોઈએ. જેટલા જીવો મુક્તિમાં જાય છે, તેટલા જીવો સંસારમાંથી પરમાર્થ દૃષ્ટિએ બરાબર ખૂટે છે; છતાં જીવરાશિ અનન્ત હોવાથી બ્રહ્માંડ જીવોથી ખાલી થઇ શકે નહિ. સંસારવર્ત્તી જીવરાશિમાં નવા જીવોનો ઉમેરો બિલકુલ ન હોવા છતાં અને સંસારમાંથી નિરંતર જીવોનો ઘટાડો થતો રહેવા છતા પણ ભવિષ્યમાં કોઇ કાલે જીવોનો અંત ન આવે, એટલા અનન્ત જીવો સમજવા જોઇએ. ઉપર પ્રમાણેની ' અનન્ત ' શબ્દની વ્યાખ્યા જોતાં ચાલુ શંકા રહેતી નથી. સૂક્ષ્મમાં સૂક્ષ્મ વખતને જૈનશાસ્ત્રોમાં ' સમય ' કહે છે. ' સમય ' એટલો સૂક્ષ્મ વખત છે કે તે સમયો એક સેકન્ડમાં કેટલા પસાર થાય છે, તે આપણાથી જાણી શકાય તેમ નથી. એવા અનન્ત સમયો આખા ભૂતકાલના, વર્તમાનકાલનો ચાલુ એક સમય અને ભવિષ્યકાલના અનન્ત સમયો—એ ત્રણેનો સરવાળો થતાં જેટલા અનન્તાનન્ત સમયો થાય, તેનાથી પણ જીવો અનન્તગુણા

અનન્ત છે. આ ઉપરથી જોઇ શકાય છે કે—અનન્ત ભવિષ્ય-કાલે પણ જીવરાશિની સમાપ્તિ થઇ શકે નહિ. જેટલા જેટલા દિવસો અને વર્ષો પસાર થતા જાય છે, એટલો એટલો ભવિષ્ય-કાલમાં ઘટાડો થતો જાય છે, પ્રતિક્ષણ ભવિષ્યકાલમાંથી ઘટાડો થતો રહે છે, એ સમજી શકાય તેમ છે. આમ હોવા છતાં પણ ભવિષ્યકાલનો અંત આવે, ભવિષ્યકાલના દિવસોનો અંત આવે, બીજા શબ્દોમાં—ભવિષ્યકાળ તદ્દન ખલાસ થાય, એવી કલ્પના કોઇને સ્વપ્નમાં પણ ઉભી થઇ શકતી નથી, તો આવી રીતના અનન્ત ભવિષ્યકાલના અનન્ત સમયો કરતાં પણ જ્યારે સંસારી જીવો અનન્તાનન્ત છે, તો—તેમાંથી ક્ષણે ક્ષણે જીવો નિકળવા છતાં પણ—તેનો અંત આવે, એ કલ્પના કેમ ઉભી થઇ શકે ? ક્ષણે ક્ષણે સંસારમાંથી જીવો નિકળવા છતાં પણ અનન્ત ભવિષ્યકાલે અન્ત આવે નહિ—છેડો આવે નહિ, એટલા અનન્ત સંસારી જીવો સમજાયા પછી પ્રસ્તુત શંકા રહેશે નહિ.

**જીવના વિભાગ.**

સામાન્ય રીતે જીવના બે ભેદો પડે છે—સંસારી જીવો અને મુક્ત જીવો. સંસારમાં ભ્રમણ કરતા જીવો 'સંસારી' કહેવાય છે. 'સંસાર' શબ્દ 'सम्' ઉપસર્ગપૂર્વક 'सृ' ધાતુથી બનેલો છે. 'सृ' ધાતુનો અર્થ 'ભ્રમણ' થાય છે. 'सम्' ઉપસર્ગ તેજ અર્થને પોષણ કરનાર છે. ચોરાસી લાખ જીવયોનિયોમાં પરિભ્રમણ કરવું, તે સંસાર અને પરિ-

ભ્રમણ કરનારા સંસારી કહેવાય છે. બીજી રીતે, ' સંસાર ' શબ્દનો અર્થ ચોરાસી લાખ જીવયોનિ પણ થઇ શકે છે. આત્માની કર્મબદ્ધઅવસ્થાનું નામ પણ સંસાર છે. શરીરનું નામ પણ સંસાર છે. એ રીતે સંસારને વળગેલા જીવો સંસારી કહેવાય છે. આ ઉપરથી કર્મબદ્ધ અવસ્થા, એ સંસારી જીવોનું લક્ષણ સહજ સમજી શકાય છે.

સંસારી જીવોના અનેક રીતે ભેદો પડી શકે છે. પરંતુ મુખ્ય બે ભેદો છે–સ્થાવર અને ત્રસ. દુઃખને છોડી દેવાની અને સુખ મેળવવાની પ્રવૃત્તિચેષ્ટા, ગતિ–ચેષ્ટા જ્યાં ન દેખાય તે સ્થાવર, અને દેખાય તે ત્રસ. પૃથ્વીકાય, જલકાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય એ પાંચનો સ્થાવરમાં સમાવેશ છે. એ પૃથ્વીકાય વગેરે પાંચ, એક સ્પર્શન ( ચામડી ) ઇંદ્રિય-વાલા હોવાથી એકેન્દ્રિય કહેવાય છે. એના બે ભેદો છે–સૂક્ષ્મ અને બાદર. સૂક્ષ્મ પૃથ્વીકાય, સૂક્ષ્મ જલકાય, સૂક્ષ્મ તેજસ્કાય, સૂક્ષ્મ વાયુકાય અને સૂક્ષ્મ વનસ્પતિકાય જીવો આખા લોકમાં વ્યાપી રહેલા છે.[1] એ અત્યન્ત સૂક્ષ્મ હોવાથી આપણી ચક્ષુથી જોઇ શકાતા નથી. [2]બાદર પૃથ્વીકાય, બાદર જલકાય, બાદર

---

૧ તમામ પોલાણ સૂક્ષ્મજીવોથી ભર્યું છે, એમ વર્તમાન વૈજ્ઞાનિકોનું પણ માનવું છે. વૈજ્ઞાનિકોએ એ પણ શોધ કરી છે કે–સૌથી નાનું પ્રાણી થેકસસ નામનું છે. આ જન્તુઓ એક સોયના અગ્રભાગ પર એક લાખ બેસતાં પણ ગરદી નહિ થતાં ખુશાલીથી બેસી શકે છે.

૨ બાદર એટલે સ્થૂલ. 'બાદર ' એ જૈનશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે.

તેજસ્કાય, બાદર વાયુકાય અને બાદર વનસ્પતિકાય પ્રત્યક્ષ જોવામાં આવે છે. ઘર્ષણ, છેદન આદિ પ્રહાર જેને લાગ્યો ન હોય, એવી માટી, પત્થર વગેરે પૃથ્વી, જે જીવોનાં શરીરોનું પિંડ છે, તે જીવો બાદર પૃથ્વીકાય જાણવા. જે જલને અગ્નિ વગેરેથી આઘાત ન થયો હોય, તે જળ—કૂવા, તળાવ વગેરેનાં—જે જીવોનાં શરીરોનું પિંડ છે, તે બાદર જલકાય જીવો સમજવા. એ પ્રમાણે દીવા, અગ્નિ, વિજલી વગેરે—જે જીવોનાં શરીરોનું પિંડ છે, એ બાદર તેજસ્કાય જીવો છે. અનુભવાતો વાયુ, જે જીવોનાં શરીરોનું પિંડ છે, તે બાદર વાયુકાય છે, અને વૃક્ષ, શાખા, પ્રશાખા, પત્ર, ફૂલ, ફલ, કાંદા વગેરે બાદર [1]વનસ્પતિકાય છે.

પૂર્વોક્ત સચેતન પૃથ્વી, સચેતન જલ વગેરે અચેતન પણ થઇ શકે છે. સચેતન પૃથ્વીને છેદન—ભેદન વગેરે આઘાત લાગવાથી તેમાંના જીવો તેમાંથી ચ્યુત થાય છે અને એથી એ પૃથ્વી અચેતન થાય છે. એવી રીતે પાણીને ગરમ કરવાથી અથવા તેમાં સાકર વગેરે પદાર્થોનું મિશ્રણ કરવાથી તે પાણી અચેતન થાય છે. વનસ્પતિના સંબંધમાં પણ એવીજ રીતે અચેતન થવાનું સમજી લેવું.

બે ઇન્દ્રિયો—ત્વચા અને જીભ—જેઓને હોય, તે દ્વીન્દ્રિય કહેવાય છે. કૃમિ, પોરા, જળો, અળસિયાં વગેરેનો દ્વીન્દ્રિયમાં સમાવેશ છે. જૂ, માંકડ, મંકોડા, ધીમેલ વગેરે, ત્વચા, જીભ

---

૧ વનસ્પતિ વગેરેમાં જીવો હોવાનું વૈજ્ઞાનિક જગદીશચંદ્ર મહાશયે વિજ્ઞાનપ્રયોગથી જગતની સ્હામે સિદ્ધ કરી બતાવ્યું છે.

અને નાક એ ત્રણ ઇન્દ્રિયોવાલા હોવાથી ત્રીન્દ્રિય કહેવાય છે. ત્વચા, જીભ, નાક અને આંખ એ ચાર ઇન્દ્રિયોવાલા માંખી, ડાંસ, તીડ, વીંછી, ભમરા વગેરે ચતુરિન્દ્રિય કહેવાય છે. ત્વચા, જીભ, નાક, આંખ અને કાન એ પાંચ ઇન્દ્રિયોવાળા પંચેન્દ્રિય કહેવાય છે. પંચેન્દ્રિયના ચાર ભેદો છે–મનુષ્યો, પશુ–પક્ષિ–મચ્છ વગેરે તિર્યંચો, સ્વર્ગમાં રહેતા દેવતાઓ અને નરકમાં રહેતા નારકો.

'ત્રસ' માં આ દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોનો સમાવેશ થાય છે.

એ રીતે સ્થાવર અને ત્રસમાં સમસ્ત સંસારી જીવો સમાઇ જાય છે. હવે રહ્યા મુક્ત જીવો. તેઓ મોક્ષતત્ત્વના પ્રકરણમાં વર્ણવાશે.

## અજીવ.

ચૈતન્યરહિત–જડ પદાર્થોને અજીવ કહેવામાં આવે છે. અજીવના જૈનશાસ્ત્રોમાં પાંચ ભેદો પાડવામાં આવ્યા છે–ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને કાલ.

આ સ્થળે ધર્મ અને અધર્મ એ બે પદાર્થો પુણ્ય–પાપ-રૂપ સમજવાના નથી; કિન્તુ એ નામના બે પદાર્થો, આખા લોકમાં આકાશની પેઠે વ્યાપક અને અરૂપી છે. આ બે પદાર્થો-નો ઉલ્લેખ કોઇ પણ જૈનેતર દર્શનમાં નથી. પણ જૈન શાસ્ત્રો-માં એ વિષે વિસ્તૃત પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જેમ

આકાશને અવકાશ દેનાર તરીકે સર્વ વિદ્વાનો માને છે, તેમ આ બે પદાર્થો પણ ઉપયોગી બતાવવામાં આવ્યા છે.

ધર્મ.

ગમન કરતા પ્રાણિઓ અને ગતિ કરતી જડ વસ્તુઓને સહાયતા કરનાર ' ધર્મ ' પદાર્થ છે. પાણીમાં ફરતાં માછલાંઓને મદદ કરનાર જેમ પાણી છે, તેમ જડ અને જીવોની ગતિ થવામાં પણ નિમિત્તકારણ માનવું એ ન્યાયસંગત છે, અને એ નિમિત્તકારણ ' ધર્મ ' છે. અવકાશ મેળવવામાં આકાશને સહાયભૂત માનવામાં આવે છે, તેવી રીતે ગતિ કરવામાં પણ સહાયભૂત તરીકે ' ધર્મ ' નામક પદાર્થ માનવામાં આવે છે.

અધર્મ.

' અધર્મ ' પદાર્થનો ઉપયોગ, સ્થિતિ કરતા જડ અને જીવોને સહાયક થવું, એ છે. ગતિ કરવામાં સહાયક જેમ ધર્મ છે, તેમ સ્થિતિ થવામાં પણ સહાયક કોઇ પદાર્થ હોવો જોઇએ, એ ન્યાયથી ' અધર્મ ' પદાર્થ સિદ્ધ થાય છે. વૃક્ષની છાયા, જેમ સ્થિતિ કરવામાં નિમિત્ત બને છે, તેમ જડ અને જીવોની સ્થિતિમાં ' અધર્મ ' પદાર્થ નિમિત્ત છે.

હાલવું–ચાલવું અને સ્થિત થવું, એમાં સ્વતંત્ર કર્ત્તા તો જીવ અને જડ પદાર્થો પોતેજ છે. પોતાના જ વ્યાપારથી તેઓ હાલે–ચાલે છે અને સ્થિત થાય છે; પરન્તુ એમાં મદદ-

ગાર તરીકે કોઇ અન્યશક્તિની અપેક્ષા અવશ્ય હોવી જોઇએ, એમ માનવા સુધી તો વર્તમાન વૈજ્ઞાનિકો પણ આવ્યા છે, જ્યારે જૈનશાસ્ત્રકારો એ સંબંધમાં ધર્મ અને અધર્મ એવા બે પદાર્થો માને છે.

**આકાશ.**

આકાશ પદાર્થ પ્રસિદ્ધ છે. દિશાનો પણ આકાશમાંજ સમાવેશ છે. લોકસંબન્ધી આકાશને લોકાકાશ અને અલોકસંબન્ધી આકાશને અલોકાકાશ કહેવામાં આવે છે. આ લોક અને અલોકનો વિભાગ પડવામાં ખાસ કારણ કોઇ હોય તો, ઉપર બતાવેલ ધર્મ અને અધર્મ પદાર્થો છે. ઉંચે, નીચે અને આજુબાજુએ જ્યાં સુધી ધર્મ અને અધર્મ પદાર્થો સ્થિત છે, ત્યાં સુધીની હદને ' લોક ' સંજ્ઞા આપી છે, અને લોકની બહારનો પ્રદેશ અલોક કહેવાય છે. આ બે પદાર્થોને લઈને જ લોકમાં જડ અને જીવોની ક્રિયા થઈ રહી છે. અલોકમાં આ બે પદાર્થો નહિ હોવાથી ત્યાં એક પણ પરમાણુ અથવા એક પણ જીવ નથી. લોકમાંથી કોઇ પરમાણુ કે કોઇ જીવ અલોકમાં જઇ શકતો નથી, એનું કારણ અલોકમાં ધર્મ અને અધર્મના અભાવ સિવાય બીજું કશું નથી. ત્યારે અલોકમાં શું છે ? કાંઇ નથી, એ કેવલ આકાશરૂપ છે. જે આકાશમાંના કોઇ પણ પ્રદેશમાં પરમાણુ, જીવ કે કોઇ પણ ચીજ નથી, એવો શુદ્ધ માત્ર આકાશ, એ અલોક છે.

ઉપર કહ્યા પ્રમાણે ધર્મ અને અધર્મ પદાર્થ દ્વારા લોક અને અલોકની સિદ્ધિ થવામાં એક પ્રમાણ સમજી શકાય તેવું

છે. તે એ છે કે-સર્વ કર્મોનો ક્ષય થવાથી આત્મા ઉંચે ગતિ કરે છે, એમ જૈનશાસ્ત્રોનો સિદ્ધાન્ત છે. એ વિષે તુંબડીનું ઉદાહરણ અપાય છે. જેમ પાણીમાં રહેલી માટીના લેપવાળી તુંબડી, તેના ઉપરનો સઘળો મેલ નિકળી જવાથી એકદમ પાણી ઉપર આવી જાય છે, તે પ્રમાણે આત્મા ઉપરનો કર્મ-રૂપ સઘળો મેલ દૂર થવાથી સ્વતઃ—સ્વભાવતઃ આત્મા ઊર્ધ્વ-ગતિ કરે છે-ઉપર જાય છે. પરન્તુ તે ઊર્ધ્વગતિ કયાં સુધી થતી રહે—કયાં જઇને અટકે. એ ખાસ વિચારનું સ્થાન છે. આ વિચારનો નિવેડો ધર્મ અને અધર્મ પદાર્થ દ્વારા લોક અને અલોકનો વિભાગ માન્યા સિવાય કોઇ રીતે થઇ શકે તેમ નથી. ગતિ થવામાં સહાયક ધર્મ પદાર્થ, ઉંચે જ્યાં સુધી છે, ત્યાં સુધીના લોકના અગ્ર ભાગે કર્મરહિત થયેલ આત્મા-ની ગતિ અટકી જાય છે અને ત્યાં જ તે અવસ્થિત થાય છે. ત્યાંથી આગળ અલોકમાં ' ધર્મ ' પદાર્થના અભાવે તેની ગતિ થઇ શકતી નથી. જો, ધર્મ—અધર્મ પદાર્થો ન હોય અને તેથી થતો લોક—અલોકનો વિભાગ ન હોય, તો કર્મરહિત બનેલ આત્મા ઉંચે જતો કયાં અટકશે—કયાં અવસ્થિત થશે, એ ઉભી થતી ગુંચવણ મટે તેવી નથી.

પુદ્‌ગલ.

પરમાણુથી લઇ ઘટ, પટ આદિ સ્થૂલ—અતિસ્થૂલ—મહા-સ્થૂલ તમામ રૂપી પદાર્થોને ' પુદ્‌ગલ ' સંજ્ઞા આપી છે. ' पूर् ' અને ' गल् ' એ બે ધાતુઓના સંયોગથી ' પુદ્‌ગલ ' શબ્દ બન્યો છે. ' पूर् ' નો અર્થ પૂરણ થવું અર્થાત્ મળવું,

અને 'ગલ્' નો અર્થ ગળવું અર્થાત ખરી પડવું-જુદું પડવું એવો થાય છે. આ હકીકત આપણા શરીરમાં અને બીજી હરેક વસ્તુઓમાં પ્રત્યક્ષ અનુભવાય છે; અર્થાત્ પરમાણુવાળા નાના-મોટા દરેક પદાર્થમાં પરમાણુઓનો વધારો-ઘટાડો થયા કરે છે. એકલા પરમાણુને પણ સ્થૂલ પદાર્થ સાથે મળવાનું કે તેનાથી અલગ પડવાનું હોવાથી 'પુદ્‌ગલ' સંજ્ઞા અર્થયુક્ત ઘટી શકે છે.

કાલ.

કાલ હરેકના જાણવામાં છે. નવી વસ્તુ પુરાણી થાય છે, પુરાણી વસ્તુ જીર્ણ થાય છે. બાલ, તરૂણ થાય છે, તરૂણ, વૃદ્ધ થાય છે. ભવિષ્યમાં થનારી વસ્તુ વર્તમાન થાય છે અને વર્તમાન વસ્તુ, ભૂતકાલના પ્રવાહમાં પ્રવાહિત થાય છે. આ બધી કાળની ગતિ છે. નવાં નવાં પરિવર્ત્તન, નવા નવા પરિણામ કાળને આભારી છે.

પ્રદેશ.

ઉપર બતાવેલા ધર્મ, અધર્મ, આકાશ અને પુદ્‌ગલ એ ચાર જડ પદાર્થો અને આત્મા એ અનેકપ્રદેશવાળા છે. પ્રદેશ એટલે સૂક્ષ્મ ( સૂક્ષ્મમાં સૂક્ષ્મ ) અંશ. ઘટ, પટ આદિ પદાર્થોના સૂક્ષ્મ અંશો પરમાણુ છે, એ તો સહુ કોઈ સમજે છે અને એ પરમાણુઓ જ્યાં સુધી સાથે લાગેલા હોય-અવયવી સાથે સંબદ્ધ હોય, ત્યાં સુધી તેનો 'પ્રદેશ' નામથી વ્યવહાર થાય છે, અને અવયવીથી છૂટા પડયા પછી-જુદા થઈ

ગયા પછી તે 'પરમાણુ' નામથી વ્યવહૃત થાય છે, પરંતુ ધર્મ, અધર્મ, આકાશ અને આત્મા એ ચાર અરૂપી પદાર્થોના પ્રદેશો તો વિલક્ષણ પ્રકારના છે. એ પ્રદેશો પરસ્પર અત્યંત ઘનીભૂત–તદ્દન એકીભૂત છે. ઘડાના પ્રદેશો—સૂક્ષ્મ અંશો ઘડાથી જુદા પડે છે, તેમ ધર્મ, અધર્મ, આકાશ અને આત્માના પ્રદેશો એક–બીજાથી જુદા પડી શકે જ નહિ.

**અસ્તિકાય.**

આત્મા, ધર્મ અને અધર્મ એ ત્રણના [1]અસંખ્યાત પ્રદેશો છે. આકાશ અનન્તપ્રદેશવાળું છે. લોકસંબંધી આકાશ અસંખ્યાતપ્રદેશવાળું અને અલોકસંબંધી આકાશ અનન્તપ્રદેશવાળું છે. પુદ્ગલના સંખ્યાત, અસંખ્યાત અને અનન્ત પ્રદેશો હોય છે. આવી રીતે પ્રદેશયુક્ત હોવાથી એ પાંચ 'અસ્તિકાય' કહેવાય છે. 'અસ્તિકાય' શબ્દનો અર્થ– 'અસ્તિ' એટલે પ્રદેશ અને 'કાય' એટલે સમૂહ, અર્થાત્ પ્રદેશસમૂહથી યુક્ત–એવો થાય છે. ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને જીવની સાથે 'અસ્તિકાય' શબ્દ જોડીને બોલીએ તો 'ધર્માસ્તિકાય' 'અધર્માસ્તિકાય' 'આકાશાસ્તિકાય' 'પુદ્ગલાસ્તિકાય' 'જીવાસ્તિકાય' એ પ્રમાણે બોલાય છે.

---

૧ જેની સંખ્યા ન થઇ શકે, તે અસંખ્યાત. આવો સામાન્ય અર્થ સમજવા ઉપરાંત જૈનશાસ્ત્રમાં બતાવેલ વિશેષ અર્થ સમજવાની જરૂર છે.

કાલને પ્રદેશ નહિ હોવાથી તે ‘ અસ્તિકાય ’ કહેવાય નહિ. ગયો સમય નષ્ટ થયો, અને ભવિષ્ય સમય અત્યારે અસત છે, ત્યારે ચાલુ સમય એટલે વર્ત્તમાન ક્ષણ, એ જ સદ્‌ભૂત કાલ છે. મુહૂર્ત્ત, દિવસ, રાત્રિ, મહીના, વર્ષ એ બધા જે કાલના વિભાગો પડયા છે, તે અસદ્‌ભૂત ક્ષણોને બુદ્ધિમાં એકત્રિત કરીને પાડવામાં આવ્યા છે. આ ઉપરથી જોઇ શકાય છે કે એક ક્ષણ માત્ર કાળમાં પ્રદેશની કલ્પના હોઇ શકે નહિ.

ઉપર બતાવેલા પાંચ અસ્તિકાયો અને કાલ એ જૈન-દર્શનનાં માનેલાં ષડ્ ( છ ) દ્રવ્યો છે.

## પુણ્ય–પાપ

સારાં કર્મો ‘ પુણ્ય ’ અને ખરાબ કર્મો ‘ પાપ કહેવાય છે. સમ્પત્તિ, આરોગ્ય, રૂપ, કીર્તિ, પુત્ર, સ્ત્રી, દીર્ઘ આયુષ્ય વગેરે સુખનાં સાધનો, જે કર્મોથી પ્રાપ્ત થાય છે, તે શુભ કર્મોને ‘ પુણ્ય ’ કહેવામાં આવે છે અને એથી વિપરીત–દુઃખ-ની સામગ્રી જોડી આપનાર–કર્મ પાપ ’ કહેવાય છે.

જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર, અન્તરાય એ આઠ પ્રકારનાં કર્મ આગળ કહેવાશે. તેમાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અન્તરાય એ ચાર કર્મ અશુભ હોવાથી પાપકર્મ છે. કારણ કે જ્ઞાનાવરણ જ્ઞાનશક્તિને દબાવનાર છે. દર્શનાવરણ દર્શનશક્તિને આચ્છાદન કરનાર છે. મોહનીય કર્મ મોહને ઉપજાવનાર છે,

એટલે આ કર્મ સંયમમાં અટકાયત કરનાર છે તથા તત્ત્વ-શ્રદ્ધાનમાં બાધા નાંખનાર છે અને અન્તરાય કર્મ ઇષ્ટની પ્રાપ્તિમાં વિઘ્ન નાંખનાર છે. આ ચાર કર્મો સિવાય શુભ અને અશુભ એ બે પ્રકારના નામકર્મની અંદરની અશુભ પ્રકૃતિઓ, આયુષ્ય કર્મમાં નારકઆયુષ્ય, ગોત્ર કર્મમાંની નીચગોત્ર પ્રકૃતિ અને વેદનીય કર્મમાંનો અસાતવેદનીય પ્રકાર-એટલા કર્મના ભેદો અશુભ હોવાથી પાપકર્મ છે. વેદનીયકર્મનો સાતવેદનીય ભેદ, શુભ નામની પ્રકૃતિઓ, ઉંચું ગોત્ર અને દેવઆયુષ્ય, મનુષ્યઆયુષ્ય તથા તિર્યંચઆયુષ્ય એટલાં કર્મો પુણ્યકર્મ છે.

## આસ્રવ.

આત્માની સાથે કર્મનો સંબન્ધ થવાનાં કારણોને 'આસ્રવ' નામ આપ્યું છે. જે વ્યાપારોથી-જે પ્રવૃત્તિઓથી આત્માની સાથે કર્મનો સંબંધ થાય તે વ્યાપારો-તે પ્રવૃત્તિઓ 'આસ્રવ' કહેવાય છે. જે કામોથી કર્મપ્રવાહ આત્મામાં દાખલ થાય તે 'આસ્રવ'. મન, વચન અને શરીરના વ્યાપારો શુભ હોય તો શુભ કર્મ અને અશુભ હોય તો અશુભ કર્મ બંધાય છે. આ માટે મુખ્યતયા મન, વચન અને શરીરના વ્યાપારો એજ આસ્રવ છે. મનનો વ્યાપાર-દુષ્ટચિન્તન કે દુષ્ટશ્રદ્ધા અથવા સારૂં ચિન્તન કે સાચી શ્રદ્ધા છે. વચનનો વ્યાપાર-દુષ્ટ ભાષણ અથવા સારૂં ભાષણ છે. શરીરનો વ્યાપાર હિંસા, ચોરી, વ્યભિચાર વગેરે દુષ્ટ આચરણ અથવા જીવદયા, ઇશ્વરપૂજન, દાન વગેરે પવિત્ર આચરણ છે.

પુણ્ય કર્મ યા પાપ કર્મ બંધાવામાં મુખ્ય પ્રયોજક મનોવ્યાપાર છે, જ્યારે વચનવ્યાપારો તથા શારીરિક ક્રિયાઓ મનોયોગને પુષ્ટિ આપનાર તરીકે કર્મબંધનના હેતુ છે.

મનોયોગ, વચનયોગ અને શરીરયોગરૂપ આસ્રવથી બંધાતાં કર્મોને અટકાવનાર આત્માના નિર્મલ પરિણામને—

## સંવર

કહેવામાં આવે છે. ' સંવર ' શબ્દ સમ્ પૂર્વક વૃ ધાતુથી બનેલો છે. ' સમ્ ' પૂર્વક વૃ ધાતુનો અર્થ રોકવું–અટકાવવું થાય છે. કર્મ બંધાતું અટકે તે ' સંવર ' સમજવો. જે ઉજ્જ્વળ આત્મપરિણામથી કર્મ બંધાતું અટકે, તે ઉજ્જ્વળ પરિણામ ' સંવર ' છે. આમ ' અટકવું ' અને જેનાથી અટકે તે બન્ને ' સંવર ' કહેવાય. સર્વ કર્મો બંધાતાં અટકી જાય એવી સ્થિતિ કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી આવે છે; પરંતુ આત્માની જેમ જેમ ઉન્નત અવસ્થા થતી જાય છે, તેમ તેમ કર્મબન્ધનમાં ઘટાડો થતો જાય છે.

## બંધ.

કર્મનો આત્માની સાથે, દૂધ અને પાણીની પેઠે સંબન્ધ થવો, એનું નામ બંધ છે. કર્મ ક્યાંય લેવા જવાં પડતાં નથી, કિન્તુ આખા લોકમાં તેવા પ્રકારનાં દ્રવ્યો ઠાંસી ઠાંસીને ભરેલાં છે; જેને ' કર્મ–વર્ગણા ' એવું નામ જૈનશાસ્ત્રકારો આપે છે.

આ દ્રવ્યો, રાગ–દ્વેષના પરિણામરૂપ ચિકાસને લીધે આત્માની સાથે વળગે છે.

અહીં એ પ્રશ્ન ઉભો થઇ શકે છે કે–શુદ્ધ આત્માને રાગદ્વેષની ચિકાસ લાગવી કેમ જોઇએ ? આના સમાધાનમાં સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરવાની જરૂર છે. આત્માને રાગદ્વેષની ચિકાશ અમુક વખતે લાગી, એમ તો કહી શકાય નહિ; કારણ કે તેમ કહેવામાં, જે વખતે આત્માને રાગદ્વેષની ચિકાસ લાગી, તે પહેલાં આત્મા, શુદ્ધસ્વરૂપવાળો ઠરે છે; અને શુદ્ધસ્વરૂપ-વાળા આત્માને રાગદ્વેષનો પરિણામ થવાનું કાંઇ કારણ નથી. શુદ્ધસ્વરૂપી આત્માને રાગદ્વેષના પરિણામનો પ્રારંભ થવાનું માનવામાં આવે, તો મુક્તિદશાને પામેલા આત્માઓ–શુદ્ધ આત્માઓને પણ ફરી રાગદ્વેષનો પરિણામ ઉત્પન્ન થવાનું કાં નહિ બને ? ભૂતકાલમાં પહેલાં આત્મા શુદ્ધ હતો અને પછીથી એને રાગદ્વેષનો પ્રાદુર્ભાવ થયો, એમ માનવા જતાં, ભવિષ્ય કાલમાં મુક્ત અવસ્થાની શુદ્ધ સ્થિતિએ પહોંચ્યા પછી પણ રાગદ્વેષનો પ્રાદુર્ભાવ થવાની ઉભી થતી આપત્તિ શી રીતે હઠાવી શકાશે ? આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે–આત્માનો રાગદ્વેષનો પરિણામ અમુક વખતથી ઉત્પન્ન થયેલ નથી, કિન્તુ તે અનાદિ છે.

સુવર્ણ, માટીની સાથે જેમ અનાદિકાલથી મળેલું છે અને એથી એનો ઉજ્જવળ ચાકચિક્ય–સ્વભાવ ઢંકાયલો છે, એ પ્રમાણે આત્માનું પણ શુદ્ધ પ્રકાશસ્વરૂપ, અનાદિસંયુક્ત કર્મપ્રવાહના આવરણથી ઢંકાયલું છે. મલિન દર્પણને ઉદક-

વાથી, માંજવાથી તે ઉજ્જવળ થાય છે અને ઝગમગે છે, તેમ આત્માપરનો કર્મ-મેલ ધોવાઇ જવાથી આત્મા ઉજ્જવળ બને છે અને પોતાના વિશુદ્ધ સ્વરૂપમાં પ્રકાશે છે.

એટલે 'આત્મા પહેલો અને પછી કર્મનો સંબંધ' એમ માનવુ બની શકતું નથી, એ કહેવાઇ ગયું. 'કર્મ પહેલું અને આત્મા પછી' એમ તો બોલાય જ નહિ એ ખુલ્લું છે; કારણ કે એમ કહેવામાં આત્મા ઉત્પન્ન થનારો અને વિનાશી ઠરે છે. એ સિવાય, આત્માના અભાવે 'કર્મ' વસ્તુ જ ઘટતી નથી. આ રીતે એ બંને પક્ષો જ્યારે ઘટી શકતા નથી, ત્યારે "આત્મા અને કર્મ એ બંને સાથે-અનાદિ સંબદ્ધ છે" એ ત્રીજો પક્ષ અર્થાત્ સિદ્ધ થાય છે.

જૈનશાસ્ત્રમાં કર્મના મુખ્ય આઠ પ્રકારો બતાવ્યા છે-જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અન્તરાય. એ નવું કહેવાનું રહેતું નથી કે-આત્મા અસલ સ્વરૂપે અનન્તજ્ઞાનરૂપ-સચ્ચિદાનન્દમય છે, પરંતુ પૂર્વોક્ત કર્મોના આવરણવશાત તેનું મૂલ સ્વરૂપ આચ્છાદિત છે. એથી એનું સંસારમાં પરિભ્રમણ છે અને ભવચક્રની અનેકાનેક વિડંબનાઓ એને વળગેલી છે.

જ્ઞાનાવરણકર્મ આત્માની જ્ઞાનશક્તિને દબાવનાર છે. જેમ જેમ આ કર્મ વધારે મજબૂત થાય છે, તેમ તેમ તે, જ્ઞાનશક્તિને વધારે આચ્છાદિત કરે છે. બુદ્ધિનો અધિકાધિક વિકાસ થવાનું પ્રધાન કારણ, આ કર્મનું શિથિલ થતું જવું, એ છે. આ કર્મનો સંપૂર્ણ ક્ષય થયે 'કેવલજ્ઞાન' (સકલ લોકાલોકના સમગ્ર પદાર્થોનું સંપૂર્ણ પ્રત્યક્ષ જ્ઞાન ) પ્રકટ થાય છે.

દર્શનાવરણકર્મ દર્શનશક્તિને દબાવનાર છે. જ્ઞાન અને દર્શનમાં વધુ અન્તર નથી. સામાન્ય આકારના જ્ઞાનને 'દર્શન' નામ આપ્યું છે. જેવી રીતે, કોઇ માણસને દૂરથી જોતાં સામાન્ય રીતે જે મનુષ્યત્વમાત્રનું ભાન થાય છે, તે દર્શન છે; અને પછી એનો વિશેષ પ્રકારે બોધ થવો, એ જ્ઞાન છે. નિદ્રા આવવી, આંધળાપણું, બેહરાપણું વગેરે આ કર્મનાં ફળ છે.

વેદનીય કર્મનું કાર્ય સુખ–દુઃખનો અનુભવ કરાવવાનું છે. સુખનો અનુભવ કરાવનારને સાતવેદનીય કર્મ અને દુઃખનો અનુભવ કરાવનારને અસાતવેદનીય કર્મ કહે છે.

મોહનીયકર્મ મોહ ઉપજાવનાર છે. સ્ત્રી ઉપર મોહ, પુત્ર ઉપર મોહ, મિત્ર ઉપર મોહ, સારી સારી ચીજો ઉપર મોહ, એ બધું મોહનીય કર્મનું પરિણામ છે. મોહમાં અંધ બનેલાઓને કર્તવ્ય કે અકર્તવ્યનું ભાન રહેતું નથી. દારૂ પીધેલ માણસ, જેમ વસ્તુને વસ્તુસ્થિતિએ સમજી શકતો નથી, તેમ મોહની ગાઢ અવસ્થામાં મૂકાયલો પ્રાણી તત્ત્વને તત્ત્વદષ્ટિએ ન સમજતાં, વિપરીત બુદ્ધિમાં ગોથાં માર્યા કરે છે. મોહની લીલાનાં ઉદાહરણો સંસારમાં સર્વત્ર દશ્યમાન છે. આઠે કર્મોમાં આ કર્મ આત્મસ્વરૂપની ખરાબી કરવામાં આગેવાનીભર્યો ભાગ ભજવે છે. આ કર્મના બે ભેદો છે–તત્ત્વ-દષ્ટિને અટકાવનારૂં 'દર્શનમોહનીય' અને ચારિત્રને અટકાવ-નારૂં 'ચારિત્રમોહનીય'.

આયુષ્કર્મના ચાર ભેદો છે–દેવતાનું આયુષ્ય, મનુ-ષ્યનું આયુષ્ય, તિર્યંચનું આયુષ્ય અને નરકનું આયુષ્ય. જેમ

પગમાં બેડી હોય, ત્યાં સુધી માણસ છૂટી શકતો નથી; તેવી રીતે મનુષ્ય, તિર્યંચ, દેવતા અને નારક એ ચારે ગતિઓના જીવો, આયુષ્ય પૂરૂં ન થાય ત્યાં સુધી ત્યાંથી છૂટી શકતા નથી.

નામકર્મના અનેક ભેદ-પ્રભેદો છે; પરંતુ ટૂંકમાં, સારૂં યા ખરાબ શરીર, સારૂં યા ખરાબ રૂપ, યશ યા અપયશ, સૌભાગ્ય યા દુર્ભાગ્ય, સુસ્વર યા દુઃસ્વર વગેરે અનેક બાબતો આ કર્મ ઉપર આધાર રાખે છે. જેમ ચિતારો સારાં યા ખરાબ ચિત્રો બનાવે છે, તેવી રીતે પ્રાણીઓના વિવિધ દેહાકારો, રૂપાકારો, રચનાકારોનું નિર્માણ કરનાર આ કર્મ છે.

ગોત્રકર્મના બે ભેદો છે-ઉચ્ચગોત્ર અને નીચગોત્ર. ઉંચા ગોત્રમાં કે નીચા ગોત્રમાં જન્મ થવો એ આ કર્મનો પ્રભાવ છે. જ્ઞાતિબંધનને તરછોડનારા દેશોમાં પણ ઉંચ-નીચનો વ્યવહાર છે.

અન્તરાયકર્મનું કામ વિઘ્ન નાંખવાનું છે. ધનાઢ્ય હોય, ધર્મનો જાણકાર હોય, છતાં દાન ન આપી શકે, એ આ કર્મનું ફલ છે. વૈરાગ્ય કે ત્યાગવૃત્તિ નહિ રહેતે પણ ધનનો ભોગ ન કરી શકાય, એ આ કર્મનો પ્રભાવ છે. હજાર પ્રકારના બુદ્ધિપૂર્વક પ્રયાસો કરવા છતાં વ્યાપારમાં ફતેહમંદ ન થવાય, અથવા નુકસાન વેઠાય એ આ કર્મનું કામ છે. શરીર પુષ્ટ હોવા છતાં ઉદ્યમ કરવા સ્ફુરાયમાન ન થવાય, એ આ કર્મનું પરિણામ છે.

કર્મસંબંધી ટૂંક હકીકત કહેવાઇ ગઇ. જેવા પ્રકારના અધ્યવસાયો હોય, કર્મ, તેવા પ્રકારનું ચિકણું બંધાય છે,

અને ફળ પણ તેવું જ ચિકણું ભોગવવું પડે છે. કર્મના બન્ધન સમયે તેની સ્થિતિ, અર્થાત્ કર્મવિપાક કેટલા વખત સુધી ભોગવવો જોઇએ, એ કાલનો નિયમ પણ બંધાઇ જાય છે. કર્મ, બંધાયા પછી તરતજ ઉદયમાં આવે, એમ સમજવાનું નથી. જેમ બીજ વાવ્યા પછી તરત પાક થતો નથી, તેમ, કર્મ બંધાયા પછી અમુક કાલ પસાર થયા બાદ, તે ઉદયમાં આવે છે. ઉદયમાં આવ્યા પછી કર્મ ક્યાં સુધી ભોગવવું જોઇએ, એનો નિયમ નથી. કારણ કે પૂર્વે બધાયલા સ્થિતિ-કાલમાં પણ આત્મપરિણામ પ્રમાણે ફેરફાર થઇ જાય છે.

કર્મનું બંધાવું એક રીતનું હોતું નથી. કોઇ કર્મ અતિ-ગાઢ બંધાય છે, જ્યારે કોઈ કર્મ ગાઢ, કોઇ શિથિલ અને કોઇ અતિશિથિલ, એ રીતે બંધાય છે. જે કર્મ અત્યંત ગાઢ બંધાય છે, તેને જૈનશાસ્ત્રો 'નિકાચિત' એવું નામ આપે છે. આ કર્મ પ્રાયઃ અવશ્ય ભોગવવું પડે છે. બાકીનાં કર્મો શુભ ભાવનાઓના પ્રબળ વેગથી ભોગવ્યા વગર પણ છૂટી શકે છે.

બંધાયલાં કર્મો ભોગવ્યા બાદ જે ખરી પડે છે, એનું નામ છે—

## નિર્જરા.

આ નિર્જરા બે રીતે થાય છે—એક નિર્જરા 'મારા કર્મનો ક્ષય થાઓ' એવા ઉચ્ચ આશયથી કરાતા તપશ્ચરણ વગેરેના સાધનથી કર્મનો જે ક્ષય થાય છે તે છે. અને બીજી,

